# LONGMANS' NEW READERS.

# FIRST PRIMER. 

LITERALLY AND IDIOMATICALLY
TRANSLATED INTO GUJARATI

WITH ACCURATE PRONUNCIATIONS AND MEANINGS OF
*ALL THE WORDS AND SENTENCES OCCURRING*
IN THE BOOK.

**For the Use of Schools and Private Students,**

BY
**JAMSHEDJI ASPANDIARJI CHINAI,**
*Under-Graduate of the Bombay University.*

---

## લૉંગમૅન્સની પેહેલી પ્રાઈમરનો
## શુદ્ધ ગુજરાતી તરજુમો.

જેમાં શબ્દોના શુદ્ધ ઉચ્ચારો, અર્થો,
તથા વાકયોનું ભાષાંતર તેમને લાગુ પડતા મૂળ અર્થો અને ભાષાની
રૂઢી પ્રમાણે કરવામાં આવેલું છે.

**નિશાળો અને ખાનગી અભ્યાસીઓનાં ઉપયોગને માટે**

બનાવનાર
**જમશેદજી અસ્પંદીયારજી ચીનાઇ,**
મુંબઈની યૂનિવર્સિટિના અંડર-ગ્રૅડ્યૂએટ.



Price four annas. કિંમત ચાર આના

૬૫૯૪

# LONGMANS' NEW READERS.

# FIRST PRIMER.

## LITERALLY AND IDIOMATICALLY TRANSLATED INTO GUJARATI

WITH ACCURATE PRONUNCIATIONS AND MEANINGS OF ALL THE WORDS AND SENTENCES OCCURRING IN THE BOOK.

**For the Use of Schools and Private Students,**

BY

**JAMSHEDJI ASPANDIARJI CHINAI,**

*Under-Graduate of the Bombay University.*

---

# લૉંગમૅન્સની પેહેલી પ્રાઇમરનો

## શુદ્ધ ગુજરાતી તરજુમો.

જેમાં શબ્દોના શુદ્ધ ઉચ્ચારો, અર્થો,
તથા વાક્યોનું ભાષાંતર તેમને લાગુ પડતા મૂળ અર્થો અને ભાષાના
રૂઢી પ્રમાણે કરવામાં આવેલું છે.

**નિશાળો અને ખાનગી અભ્યાસીઓનાં ઉપયોગને માટે.**

બનાવનાર

**જમશેદજી અસ્પંદીયારજી ચીનાઇ.**

મુંબઈની યુનિવર્સિટિના અંડર-ગ્રૅડ્યુએટ.



**Price four annas.** **કિંમત ચાર આના**

# આ ચોપડી વિષે થોડોક ખુલાસો.

અત્યાર સુધી ઈંગ્રેજી ભાષાની શરૂઆતની કેળવણી આપવાને માટે અને તેનું સેહેલું મંડાણ શીખાઉ છોકરાંઓને કરી આપવાની ધારણાથી Primer અને First Book નાં ભાષાંતર પ્રસિદ્ધ થતાં આવેલાં છે તેથી આ ચોપડીમાં કેવળ જુદીજ રીત દાખલ કરવામાં આવી છે. આગલી રીત પ્રમાણે શીખાઉ છોકરાંઓને પોતાના પાઠો તૈયાર કરતાં ઘણી અડચણ પડતી અને કંટાળો લાગતો હતો. આ નવી અને ઉપયોગી રીતમાં મુખ્ય મતલબ એ છે કે શીખતાં છોકરાંઓને જેમ બને તેમ ઉલટ થાય અને રસ ઉપજે, ને કંટાળો ન લાગે અને ઘણી સેહેલાઇથી પોતાનો અભ્યાસ આગળ કરતાં જાએ.

એ રીત એ છે કે દરેક વાકયને એવી બે ત્રણ તરેહથી સમજાવ્યામાં આવ્યો છે કે તેના છુટા અર્થો અને તરજુમો સેહેલાઇથી તેમના મગજમાં ઠસી બેસશે અને ઉલટથી શીખનાર છોકરાંઓ પોતાના પાઠો પાકા કરતાં જશે. વળી ઈંગ્રેજી ભાષાનાં બોલોનાં અર્થ સુદ્ધાંનું પુષ્કળ ભંડોળ ટુંક વખતમાં ઘણી સેહેલાઇથી તેઓ પોતાનાં મનમાં એકઠું કરી શકશે. જેમ કે, આ ચોપડીને પાને ૮ મે જુઓ, કે પેહેલી લીટીમાં એક ઈંગ્રેજી વાકય છે, It is my fat cat, તેની હેઠલ બીજી લીટીમાં તેનાં ગુજરાતી શુદ્ધ ઉચ્ચારો આપેલા છે, અને ત્રીજી લીટીમાં તે વાકયનાં દરેક ઈંગ્રેજી બોલનાં ગુજરાતીમાં છુટા અર્થ આપેલા છે, અને ત્યારપછી ચોથી લીટીમાં તેજ ઈંગ્રેજી વાકય અને તેની હેઠલ પાંચમી લીટીમાં તેનો ગુજરાતી તરજુમો આપેલો છે.

આગળ ચાલતાં કોઇ કોઇ ઈંગ્રેજી વાકયો ઘણા લાંબા અને અઘરા આવેછે તેવા દરેક વાકયના બે ભાગ કરવામાં આવ્યા છે-અને તેઓની નીચે તેના ગુજરાતીમાં બંધ બેસતા અર્થ સમજાવેલા છે અને ત્યારપછી તે બેઉ જુદા ભાગોને સાથે જોડી દઇને તે આખા ઈંગ્રેજી વાકયની નીચે તેનો સંપુર્ણ આખો તરજુમો આપેલો છે જેથી શીખનારનાં મનમાં તે બરોબર પકકી રીતે ઉતરી જશે. જેમકે, જુઓ પાંને ૨૦ મે, It was a fish in a dish એ એક લાંબો વાકયછે તેથી ચોથી લીટીમાં તેના બે ભાગ

કરયા છે, It was a fish.........in a dish અને પાંચમી લીટીમાં તેમની હેઠળ તેનાં ગુજરાતી અર્થ આપેલાછે : અને છેલ્લે છઠ્ઠી લીટીમાં તે-મને સાથે જોડીને તેજ આખો વાક્ય આપેલો છે, અને સાતમી લીટીમાં તેની હેઠળ તેનો આખો તરજુમો મુકેલો છે.

આ ચોપડીમાં Literal Translation એટલે દરેક શબ્દનાં મુળ અર્થ પ્રમાણેજ યાને શબ્દે શબ્દનુંજ ભાષાંતર કરવાની કોશેશ કીધીછે, જેની શીખતાં છોકરાંઓને ઘણી જરૂર છે.

---

## પાઠ શીખવાની રીત નીચે પ્રમાણે છે:--

પેહેલે ખરા અને સાફ ઉચ્ચારો કરીને અકેક ઈંગ્રેજી વાકય વાંચી જવો, તે થયું કે ત્રીજી લીટીમાં તેજ વાકયમાંનાં દરેક બોલની હેઠળ તેનાં છુટા છુટા અર્થો આપેલા છે તે મ્હોડે કરી જવા અને ત્યાર પછી હેઠળ ચોથી લીટીમાં તેજ આખો વાકય અને તેની નીચેજ પાંચમી લીટીમાં તેનો આખો ગુજરાતી તરજુમો આપેલો છે તે ધ્યાન રાખીને બરોબર કરી જવાં. જ્યારે વાકય ઘણો લાંબો ને અઘરો હોય છે તો તેને બે જુદા ભાગ કરીને ચોથી અને પાંચમી લીટીમાં સમજાવ્યો છે તે તેના ગુજરાતી અર્થ સુદ્ધાં વાંચી જવા અને ત્યાર પછીજ છઠ્ઠી અને સાતમી લીટીમાં આખો વાકય ને તેનો તરજુમો વાંચીને તૈયાર કરવો. એજ રીતે આગળ પાઠો પક્કા કરતા જવું.

ઉપર કહેલી રીત પ્રમાણે જો પાઠો તૈયાર કરવામાં આવશે તો આગળ ચાલતાં શીખનાર છોકરાંઓ પોતાનાં પાઠો પક્કા શીખ્યાં જશે ને ભૂલી જશે નહી, અને ત્યાર પછી એજ રીત મુજબ જેમ જેમ તેઓનો અભ્યાસ આગળ વધતો જશે તેમ તેમ તેઓ પોતાના વર્ગમાં આગળ ચાલતાં ઈંગ્રેજી પાઠોનો તરજુમો પોતાની મેલેજ કરવાને શક્તિવાન થશે.

ઉપલી રીતે શરૂઆતની કેળવણી આપવા માટે હમારા કેટલાક વિદ્વાન મિત્રો એકમત છે અને તે રીતની તેઓએ પસંદગી જણાવી છે.

જં૦ અ૦ ચીનાઈ.

# સાંકળીયું.



---





# ENGLISH ALPHABET.

# અંગ્રેજી મૂળાક્ષર.

*Capital Letters.*

મ્હોટા અક્ષર.

| | | | |
|---|---|---|---|
| A એ | B બી | C સી | D ડી |
| E ઈ | F એફ | G જી | H એચ |
| I આઈ | J જે | K કે | L એલ |
| M એમ | N એન | O ઓ | P પી |
| Q ક્યુ | R આર | S એસ | T ટી |
| U યુ | V વી | W ડબલ્યુ | X એકસ |
| | Y વાઈ | Z ઝેડ | |

## *Small Letters.*

## ન્હાના અક્ષર.

| | | | |
|---|---|---|---|
| a એ | b બી | c સી | d ડી |
| e ઈ | f એફ | g જી | h એચ |
| i આઈ | j જે | k કે | l એલ |
| m એમ | n એન | o ઓ | p પી |
| q ક્યુ | r આર | s એસ | t ટી |
| u યુ | v વી | w ડબલ્યુ | x એક્સ |
| | y વાઈ | z ઝેડ | |

## *Capital and Small Letters.*

## મ્હોટા અને ન્હાના અક્ષરો.

| | | |
|---|---|---|
| A a એ | B b બી | C c સી |
| D d ડી | E e ઈ | F f એફ |
| G g જી | H h એચ | I i આઈ |
| J j જે | K k કે | L l એલ |
| M m એમ | N n એન | O o ઓ |
| P p પી | Q q ક્યુ | R r આર |
| S s એસ | T t ટી | U u યુ |
| V v વી | W w ડબ્લ્યુ | X x એક્સ |

Y y વાઈ  Z z ઝેડ

## *Script Capital and Small Letters.*

## લખવાના મ્હોટા અને ન્હાના અક્ષરો.

| | | |
|---|---|---|
| *A a* એ | *B b* બી | *C c* સી |
| *D d* ડી | *E e* ઈ | *F f* એફ |
| *G g* જી | *H h* એચ | *I i* આઈ |
| *J j* જે | *K k* કે | *L l* એલ |
| *M m* એમ | *N n* એન | *O o* ઓ |
| *P p* પી | *Q q* ક્યુ | *R r* આર |
| *S s* એસ | *T t* ટી | *U u* યુ |
| *V v* વી | *W w* ડબ્લ્યુ | *X x* એક્સ |

*Y y* વાઈ *Z z* ઝેડ

1 2 3 4 5 6 7 8 9 10

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦

# LONGMANS' NEW READERS.

## લૉંગમૅન્સ ન્યૂ રીડર્સ.

## FIRST PRIMER.

## પહેલી પ્રાઇમિર.

Page 5 પાનું ૫ મું.

( બિલાડી )

| a | c | i | t | s |
|---|---|---|---|---|
| એ | સી | આઈ | ટી | એસ |

a એ at ઍટ c-at = cat કૅટ

| it ઇટ | is ઇઝ | the ધી | cat કૅટ | a આ |
|---|---|---|---|---|
| તે | છે | તે | બિલાડી | એક |

---

| it ઇટ | is ઇઝ | the ધી |
|---|---|---|
| તે | છે | તે |

# cat કૅટ
# બિલાડી

a આ cat કૅટ
એક બિલાડી

it ઇટ is ઇઝ a આ cat કૅટ
તે છે એક બિલાડી

the ધી cat કૅટ it ઇટ is ઇઝ
તે બિલાડી તે છે

it ઇટ is ઇઝ the ધી cat કૅટ
તે છે તે બિલાડી

Page 6. પાનું ૬ ઠું

(ઉંદર)

a એ at ઍટ **r**-at = rat રૅટ
my માઇ fat ફૅટ rat રૅટ
મારૂં હોંગુ, માતેલું, ઉંદર

**a** આ **rat** રૅટ, **a** આ **cat** કૅટ, **the** ધી **rat** રૅટ
એક ઉંદર, એક બિલાડી, તે ઉંદર

**my** માઇ **rat** રૅટ **a** આ **fat** ફૅટ **rat** રૅટ
મારો ઉંદર એક ઢોંગો ઉંદર

**It is my fat cat**
(ઇટ ઇઝ માઇ ફૅટ કૅટ)
તે છે મારી ઢોંગી બિલાડી.

**It is my fat cat**
તે મારી ઢોંગી બિલાડી છે.

Page 7. પાનું ૭ મું.

Bat (બૅટ) દડો મારવાનું 'બૅટ'; વનવાગલું,
Mat (મૅટ) સાદડી, ચટાઇ.
Hat (હૅટ) ટોપી, ઉભી ટોપી.
Sat (સૅટ) બેઠું.
Pat (પૅટ) પીઠ ઠોકવી, ધીમે હાથે ઠોકવું.

---

## Page 8. પાનું ૮ મું.

## ( બિલાડી ને ઉંદર. )

And (ઍન્ડ) અને.
Has (હૅઝ) છે, પાસે છે, કબજામાં છે.
At (ઍટ) તરફ: પાસે, નજદીક.
As (ઍઝ) જેમ, જેવું; (જેવું—તેવું.)
Am (ઍમ) હું: છઉં.
An (ઍન) એક, એકાદ.

---

| | | | | |
|---|---|---|---|---|
| a | cat | has | a | rat. |
| (આ | કૅટ | હૅઝ | આ | રૅટ) |
| એક | બિલાડી | પાસે છે | એક | ઉંદર |

a cat has a rat.
બિલાડી પાસે એક ઉંદર છે. (બિલાડીએ ઉંદરને પકડેલોછે.)

| | | | | | |
|---|---|---|---|---|---|
| a | fat | cat | has | the | rat |
| (આ | ફૅટ | કૅટ | હૅઝ | ધી | રૅટ) |
| એક | દોંગી | બિલાડી | (પકડ્યો)છે | તે | ઉંદર |

a fat cat has the rat.
એક દોંગી બિલાડીએ તે ઉંદરને પકડેલો છે.

| | | | | |
|---|---|---|---|---|
| It | is | a | fat | rat |
| (ઇટ | ઇઝ | આ | ફૅટ | રૅટ) |
| તે | છે | એક | દોગો | ઉંદર |

It is a fat rat
તે એક દોગો ઉંદર છે.

It is a fat cat.
(ઇટ ઇઝ આ ફૅટ કૅટ)
તે છે એક દોંગી બિલાડી.

It is a fat cat
તે એક દોંગી બિલાડી છે.

Page 9. પાનું ૯ મું

Bad (બૅદ) ખરાબ, નઠારૂં, દુષ્ટ.
Had (હૅદ) પાસે હતું, હતું.
Lad (લૅડ) છોકરો, જુવાનિયો.
Mad (મૅદ) ઘેલું, ગાંડું, દીવાનું.
Sad (સૅદ) ઉદાસ,દિલગીર, ગમગીન
Bag (બૅગ) કોથળી, થેલી, કોથળો

Rag (રૅગ) ચિથરૂં, ચુંથો, ફાટું તુટું લુગડું.
Lag (લૅગ) પાછળ પડી જવું. પછાત પડવું.
Wag (ઉવૅગ) હલાવવું, આમ તેમ હલાવવું, હલાવ્યાં કરવું.

---

Page 10. પાનું ૧૦ મું.

(ટોપી પેહેરેલો છોકરો.)

I (આઇ.) હું
Am (ઍમ) છું.
I am-હું છું

Man (મૅન) માણસ, માટીડો.
Can (કૅન) શકવું, શકિતવાન હોવું.
Fan (ફૅન) પંખો, વીનો.

---

I am a man.
(આઇ ઍમ આ મૅન)
હું છું એક માણસ

I am a man
હું એક માણસ છું.

Am I a man?
(ઍમ આઇ આ મૅન?)
(શું) છું હું એક માણસ?

Am I a man?
શું હું માણસ છું?

A man I am.
(આ મૅન આઈ ઍમ.)
એક માટીડો હું છું.

A man I am.
હું તો માટીડો છું.

A man has a hat.
(આ મૅન હૅઝ આ હૅટ.)
એક માટીડો હોયછે એક ઉભી ટોપી.

A man has a hat.
માટીડાને ઉભી ટોપી હોયછે. (માટીડો ઉભી ટોપી પહેરેછે.)

## Page 11 પાનું ૧૧ મું.

## (બૅટ પટો ને ટોપીવાળા ઉંદરજી.)

**This.** ( ધિસ ) આ, એ.
**He.** ( હી ) તે, પેલો.
**Cap.** ( કૅપ ) ટોપી, એકી ટોપી.
**Lap,** ( લૅપ ) ખોળો; પોશાકનો નીચે લટકતો ભાગ.
**Sap.** ( સૅપ ) ઝાડનો રસ, ચીક.
**Gap,** ( ગૅપ ) બાકું, બગાડું; ખાલી ગાળો–અંતર.
**Map,** ( મૅપ ) નકશો, પૃથ્વીનો નકશો.
**Tap,** ( ટૅપ ) ટકોરો મારવો, ટપટપ ઠોકવું; ધીમેથી થબડાક મારવી; છેદ–નાકું પાડવું.
**This is,** ( ધિસ ઇઝ ) આ છે

---

This is a rat
( ધિસ ઇઝ આ રૅટ. )
આ છે એક ઉંદર.

This is a rat
આ એક ઉંદર છે.

He has a bat.
( હી હૅઝ આ બૅટ, )
તે પાસેછે એક બૅટ.

He has a bat.
તેની પાસે એક બેટ છે.

It is a fat rat.
(ઇટ ઈઝ આ ફૅટ રૅટ.)
તે છે એક દોંગો ઉંદર.

It is a fat rat.
તે એક દોંગો ઉંદરછે,

He has a hat.
(હી હૅઝ આ હૅટ.)
તે પાસેછે એક ટોપી.

He has a hat.
તેની પાસે એક ટોપી છે.

Has he a hat and a bat?
(હૅઝ હી આ હૅટ ઍન્ડ આ બૅટ?)
(શું) પાસેછે તે એક ટોપી અને એક બૅટ.

Has he a hat and a bat?
શું તેની પાસે ટોપી ને બૅટ છે?

page 12 પાનું ૧૨ મું

## (નાની છોકરી ને પંખો.)

Girl, (ગર્લ) છોકરી.
See, (સી) જોવું, નજરે દેખવું.
In, (ઇન) માં, અંદર.
Her, (હર) તેણીનું, પેલીનું.

Hand, (હૅન્ડ) હાથ; ઘડીયાલનો કાંટો.
Band (બૅન્ડ) પટી, પટો; મંડળી, ટોળુ.

The girl has a fan.
(ધી ગર્લ હૅઝ આ ફૅન.)
તે છોકરી પાસેછે એક પંખો.

The girl has a fan.
તે છોકરી પાસે એક પંખો છે.

It is in her hand.
(ઇટ ઇઝ ઇન હર હૅન્ડ)
તે છે માં તેણીનું હાથ.

It is in her hand.
તે તેણીનાં હાથમાં છે.

See the cat.
(સી ધી કૅટ.)
જોવું તે, (પેલું) બિલાડી

See the cat.
પેલી બિલાડી જો.

See the fan.
(સી ધી ફૅન.)
જોવું તે, (પેલું) પંખો.

See the fa.n
પેલો પંખો જો.

page 13. પાનું ૧૩ મું.

Bat, (બૅટ) દડા રમવાનું બૅટ; વનવાગળું.
Fat, (ફૅટ) દોંગુ, માતેલું, ફરબે.
Mat, (મૅટ) સાદડી, ચટાઇ.
Hat, (હૅટ) ટોપી, ઉભી ટોપી.

Sat, (સૅટ) બેઠું.
Bad, (બૅડ) ખરાબ, નઠારૂં, દુષ્ટ.
Dad, (ડૅડ) બાપા, બાવા, બાપ.
Had, (હૅડ) પાસે હતું, હતું.
Lad, (લૅડ) છોકરો, જુવાનિયો.

Sad, (સૅડ) ઉદાસ, દિલગીર, ગમગીન.

Bag, (બૅગ) કોથલી, થેલી, કોથળો.

Rag, (રૅગ) ચિંઠરૂં, ચુંડો, ફાટું તુટું લુગડું.

Lag, (લૅગ) પાછલ પડી જવું, પછાત રહી જવું.

Tag, (ટૅગ) બાટલી ઉપર ટિકિટ મારવી, બંડલ ઉપર ચીઠી વળગાવવી–ચોંટાડવી.

Wag, (ઉવૅગ) હલાવવું, આમ તેમ હલાવવું; હલાવ્યાં કરવું.

Man, (મૅન) માણુસ, માટીડો, પુરૂષ.

Can, (કૅન) શકવું, શક્તિવાન હોવું.

Pan, (પૅન) પેણો, કઢાઇ.

Fan, (ફૅન) પંખો, વીંનો,

Ran, (રૅન) દોડયો, દોડી ગયો, નહાસી ગયો.

Cap, (કૅપ) ટોપી, બેઠી ટોપી.

Gap, (ગૅપ) બાંકું, બગાડું, ખાલી ગાળો–અંતર.

Lap, (લૅપ) ખોળો; પોશાકનો નીચે લટકતો ભાગ.

Map, (મૅપ) નકશો, પૃથ્વીનો નકશો.

Sap, (સૅપ) ઝાડનો રસ, ચીક.

Band, (બૅન્ડ) પટી, પટો, દોરી; મંડળી, ટોળું.

Hand, (હૅન્ડ) હાથ; ઘડીઆળનો કાંટો.

Land, (લૅન્ડ) જમીન, ભોંય; ધરતી.

Sand (સૅન્ડ) રેતી.

I am, (આઇ ઍમ) હું છું.

It is, (ઇટ ઇઝ) તે છે.

He, (હી) તે, પેલો.

Has, (હૅઝ) પાસેછે.

This is, (ધિસ ઇઝ) આ છે.

Her, (હર) તેણીનું, પેલીનું.

In, (ઇન) માં, અંદર

See, (સી) જોવું.

My, (માઇ) મારૂં.

Girl, (ગર્લ) છોકરી.

page 14 પાનું ૧૪ મું

## ( મરઘી ને ઈંડું. )

## e ઈ en એન h-en = hen હેન

Have, ( હૅવ ) પાસે હોવું, પોતાના સ્વાધિનમાં રાખવું.

I have, ( આઈ હૅવ ) મારી પાસે છે.

Hen, ( હેન ) મરઘી, કુકડી.

Egg ( એગ ) ઈંડું.

Ten, ( ટેન ) દસ, ( ૧૦ ).

Den, ( ડેન ) ગુફા, કોતર.

Ben ( બેન ) એક જાતનું સુગંધી ઝાડ આવે છે.

---

I have a hen.
(આઇ હૅવ આ હેન.)
મારી પાસે છે એક મરઘી.

I have a hen
મારી પાસે એક મરઘીછે.

See this hen.
(સી ધિસ હેન.)
જુઓ આ મરઘી.

See this hen.
આ મરઘી જુઓ.

**It is a hen.**
(ઈટ ઈઝ આ હિન.)
તે છે એક મરઘી.

It is a hen.
તે એક મરઘી છે.

This is an egg.
(ધિસ ઈઝ ઍન એગ).
આ છે એક ઈંડું.

This is an egg.
આ એક ઈંડું છે.

It is an egg.
(ઈટ ઈઝ ઍન એગ.)
તે છે એક ઈંડું.

It is an egg.
તે ઈંડું છે.

The hen has an egg.
(ધી હિન હૅઝ ઍન એગ.)
તે મરઘી પાસેછે એક ઈંડું.

The hen has an egg.
તે મરઘી પાસે એક ઈંડું છે.

page 15. પાનું ૧૫ મું.

## eg એગ.

Beg, ( બેગ ) વિનંતી કરવી, આજીજી કરવી.
Peg, ( પેગ ) ખુંટી; લાકડાંની ખુંટી, મેખ.
Leg, ( લેગ ) પગ, ટાંટિયો.
Keg, ( કેગ ) નાનું પીપ.

---

## et એટ

Get, ( ગેટ ) મેળવવું.
Met, ( મેટ ) મળ્યું, ભેટયું, મુલાકાત કીધી.
Pet. ( પેટ ) વહાલું, લાડકું.
Let, ( લેટ ) દેવું, રજા–પરવાનગી આપવી; ભાડે આપવું.
Set, ( સેટ ) મુકવું, મેલવું. ગોઠવવું, બેસાડવું.
Wet, ( ઉવેટ ) ભીનું, ભીજાએલું, અંદર પાણી પચેલું હોય તેવું.

---

## ed એડ

Bed, ( બેડ ) બિછાનું.
Led, ( લેડ) લઇ ગયો, હાથ ધરીને–પકડીને લઇ ગયો.
Men, (મેન) માણુસો, આદમીઓ.
Fed, ( ફેડ ) ખવડાવ્યું; ખવડાવ્યુ પીવડાવ્યું.
Red, ( રેડ ) રાતું, લાલ.
Fen, ( ફેન ) કીચલની ભીની શ્વાસવાલી જગ્યા, દલદલ.

---

## Page 16. પાનું ૧૬ મું.

## (ડુક્કર—ખોડતું માણસ—અને રકાબીમાંની માછલી.)

**Ig** ઇગ **P-ig=Pig** પિગ

**Ish** ઇશ **F-ish=Fish** ફિશ

**Was**, (ઉવૉઝ) હતું.
**It was**, (ઇટ ઉવૉઝ) તે હતું.
**Pig**, (પિગ) ડુક્કર, ડુક્કરનું બચ્ચું.
**Big**, (બિગ) મોટું.
**Dig**, (ડિગ) ખોદવું.
**Can dig** (કૅન ડિગ) ખોદી શકવું.

**Can see** જોઇ શકવું.
**I can see**, (આઇ કૅન સી) હું જોઇ શકું છું.
**Fish** (ફિશ) માછલી.
**Dish** (ડિશ) રકાબી, ખાનું મુકવાની રકાબી, થાળી.

---

**It was a pig.**
(ઇટ ઉવૉઝ આ પિગ.)
તે હતું એક ડુક્કરનું બચ્ચું.

**It was a pig.**
તે એક ડુક્કરનું બચ્ચું હતું.

**Was it a pig?**
(ઉવૉઝ ઇટ આ પિગ?)
(શું) હતું તે એક ડુક્કરનું બચ્ચું.

**Was it a pig?**
શું તે ડુક્કરનું બચ્ચું હતું?

**I have a big pig.**
(આઇ હૅવ આ બિગ પિગ.)
મારીપાસે છે એક મોટું ડુક્કરનું બચ્ચું.

I have a big pig.
મારી પાસે એક મોટું ડુક્કરનું બચ્ચું છે.

See the man can dig.
(સી ધી મૅન કૅન ડિગ.)
જોવું તે માણસ ખોદી શકવું.

See the man can dig.
જુઓ તે માણસ ખોદી શકે છે.

I can see the man dig.
(આઇ કૅન સી ધી મૅન ડિગ.)
હું જોઇ શકું છું તે માણસ ખોદવું.

I can see the man dig.
હું તે માણસને ખોદતાં-જોઇ શકું છું.

It was a fish in a dish.
(ઇટ ઉવૉઝ આ ફિશ ઇન આ ડિશ.)
તે હતી એક માછલી માં એક રકાબી.

It was a fish ..............in a dish.
તે તો એક માછલી હતી.........એક રકાબીમાં.

It was a fish in a dish.
તે તો રકાબીમાં માછલી હતી.

## Page 17. પાનું ૧૭ મું.

Fig (ફિગ) અંજીર.
Rig (રિગ) સજવું, સણગારવું, સણગારીને તૈયાર કરવું.
Wig (વિગ) બાલની ટોપી.
it ઇટ.
B-it=Bit બિટ.
Bit (બિટ) કરડયું; કકડો; લગામનું ચોકડું.
Hit (હિટ) મારવું, નેમતાકી આબાદ મારવું.
I have bit મેં મારયું.
Sit (સિટ) બેસવું, બેસીજવું.
Fit (ફિટ) લાયક; પોશાકનું બંધ બેસતું આવવું.
Pit (પિટ) ખાડો; નાટકશાળાની છેલ્લી બેઠક.
Wit (વિટ) સમજ શકિત, બુદ્ધિ, અક્કલ.
On (ઑાન) ઉપર, પર.

---

I have hit the pig.
(આઇ હૅવ હિટ ધી પિગ).
મેં મારયું તે ડુક્કરનું બચ્ચું.

I have hit the pig.
મેં તે ડુક્કરનાં બચ્ચાંને મારયું.

The cat bit a big rat.
(ધી કૅટ બિટ આ બિગ રૅટ.)
તે બિલાડી કરડયો એક મોટો ઉંદર.

The cat bit ...... ........a big rat.
તે બિલાડીએ કરડી ખાધો......એક મોટો ઉંદર.

**The cat bit a big rat.**
તે બિલાડીએ એક મોટા ઉંદરને કરડી ખાધો.

See the rat can sit on the mat.
(સી ધી રૅટ કૅન સિટ ઑન ધી મૅટ.)
જોવું તે ઊંદર બેસી શકવું ઉપર તે સાદડી.

See the rat can sit.........on the mat.
જુઓ પેલો ઉંદર બેસી શકેછે.........સાદડી ઊપર.

See the rat can sit on the mat.
જુઓ પેલો ઉંદર સાદડીપર બેસી શકેછે.

Page 18 પાનું ૧૮ મું.

## (છોકરી દાબડો અને બકરીનુ બચ્ચું)

x એક્સ box બૉક્સ.
id ઇડ l-id=lid લિડ.
k-id=kid કિડ.
t-in=tin ટિન.

Box (બૉક્સ) દાબડો.
Has (હૅઝ) છે.
Lid (લિડ) ઢાંકણું.
Lift (લિફ્ટ) ઉંચકવું.
Tin (ટિન) જસતનું પતરૂં, કલાઇ.

Kid (કિડ) બકરીનું બચ્ચું, બકલ્યું.
Skip (સ્કિપ) કુદવું, કુદકા મારવા.
Can skip કુદી શકવું.
Run (રન) દોડવું.
Hill (હિલ) ટેકરી, ડુંગર.

The box has a lid.
(ધી બૉકસ હૅઝ આ લિડ.)
તે દાબડો છે એક ઢાંકણું.

The box has a lid.
દાબડાને ઢાંકણું છે.

I can lift the lid.
(આઇ કૅન લિફ્ટ ધી લિડ.)
હું ઉંચકી શકું છું તે ઢાંકણું.

I can lift the lid.
હું ઢાંકણું ઉંચકી શકું છું.

This is a tin box.
(ધિસ ઇઝ આ ટિન બૉકસ.)
આ છે એક પતરાંનો દાબડો.

This is a tin box.
એ પતરાંનો દાબડો છે.

The kid can skip.
(ધી કિડ કૅન સ્કિપ.)
તે બકરીનું બચ્ચું કુદી શકે છે.

The kid can skip.
તે બકરીનું બચ્ચું કુદી શકેછે.

**It can run and skip on the hill.**
**(ઇટ કૅન રન ઍન્ડ સ્કિપ ઑન ધી હિલ.)**
**તે દોડી શકે છે અને કુદવું ઊપર તે ટેકરી.**

**It can run and skip............on the hill.**
**તે દોડી અને કુદી શકે છે............તે ટેકરી ઊપર.**

**It can run and skip on the hill.**
**તે દોડીને ટેકરીપર કુદી શકે છે.**

Page **19.** પાનું **૧૯** મું.

in ઇન

d-in = din ડિન.

**Din** (ડિન) કાન ફાટી જાય એવો મોટો અવાજ, ધડાકો.

**Bin** (બિન) કોઠાર, કોઠી, વખાર.

**Pin** (પિન) ટાંચણી, ટાંકણી.

**Fin** (ફિન) માછલીની પાંખ.

**Kin** (કિન) સગાઇ, સગપણ; સગાં, સગાંવહાલાં.

**Sin** (સિન) પાપ, ગુનાહ.

**Win** (ઊવિન) જીતવું, ફતેહપામવું.

ip ઇપ.

d-ip ડિપ.

**Dip** (ડિપ) બોળવું, પાણીમાં ડુબાડવું.

**Lip** (લિપ) હોઠ.

**Pip** (પિપ) ફળનું બીયું, બી.

**Sip** (સિપ) ચુસવું, જરાજરા મ્હોમાં લઇને પીવું.

**Hip** (હિપ) કમ્મર, કેડ.

**Nip** (નિપ) અમલાવીને ચમટો તોડવો; છેડેથી કાપી નાખવું. છાંટી કાહાડવું.

**Rip** (રિપ) ઊખેળવું, સીવેલું ઊખેલી નાખવું.

**Tip** (ટિપ) ટોંચ, અણી.

**Tan** (ટૅન) ચામડું સોરવું–તૈયાર કરવું, ચામડાંપર કાળો રંગ ચઢાવવો.

Dan (ડૅન) મશ્કરીમાં શેઠ અથવા સાહેબ કરીને રમતાં છોકરાં બોલે છે તે.

Tun (ટન) મોટું પહોળા પેટાંનું દારૂનું પીપ.

Dun (ડન) ચાંપીને--સખત ઉઘરાણી કરવી.

---

## Page 20. પાનું ૨૦ મું.

## (બળદપર બેઠલો છોકરો ને કોહોલું)

o ઓ ox ઑક્સ.

o ઓ oy ઑય boy બૉય.

Ride (રાઇડ) સવારી કરવી, ઘોડા ઊપર બેસીને જવું ; સવારી.

Ox (ઑક્સ) બળદ, બેલ.

Boy (બૉય) છોકરો.

Fox (ફૉક્સ) કોહોલું, શિયાળ.

---

See the boy.
(સી ધી બૉય.)
જુઓ તે-પેલો છોકરો.

See the boy.
પેલા છોકરાને જુઓ.

See the ox.
(સી ધી ઑક્સ.)
જુઓ તે-પેલો બળદ.

See the ox.
પેલા બળદને જુઓ.

The boy is on the ox.
(ધી બૉય ઇઝ ઑન ધી ઑક્સ.)
તે છોકરો છે ઊપર તે-પેલો બળદ.

The boy is on the ox.
તે છોકરો પેલા બળદ પર છે. (બેઠો છે.)

The boy can ride on the ox.
(ધી બૉય કૅન રાઇડ ઑન ધી ઑક્સ.)
તે છોકરો સવારી કરી શકેછે ઉપર તે બળદ.

The boy can ride...........on the ox.
તે છોકરો સવારી કરી શકેછે...........પેલા બળદ પર.

The boy can ride on the ox.
તે છોકરો પેલા બળદ પર સવારી કરી શકે છે.

I can see a fox.
(આઇ કૅન સી આ ફૉક્સ.)
હું જોઇ શકું છું એક કોહોલું.

I can see a fox.
હું એક કોહોલું જોઈ શકું છું

This is a fox.
(ધિસ ઇઝ આ ફૉક્સ.)
આ છે એક કોહોલું

This is a fox.
આ એક કોહોલું છે.

## Page 21. પાનું ૨૧ મું.

od ઑડ — op ઑપ

c–od = cod કૉડ — f–op = fop ફૉપ

Cod (કૉડ) સીંગ ; એક જાતની માછલી.

Nod (નૉડ) માથું-ડોકું હલાવવું.

Rod (રૉડ) સોટી, નેતર, લાકડી.

Hod (હૉડ) ચુનો તથા ઇંટ ભરી લઇ જવાનું વાસણ, તગારી.

Pod (પૉડ) સીંગ.

Sod (સૉડ) જમીનનું--ભોંયનું ઉપલું પડ.

Fop (ફૉપ) અક્કડબાજ, ફાંકડો, એસફાઇવાળો માણસ.

Lop (લૉપ) છાંટી કહાડવું, કાપવું.

Sop (સૉપ) ભિંજવી રાખેલો ખાવાનો નરમ ખોરાક.

Hop (હૉપ) એક પગે કુદવું, કુદકો મારવો.

Mop (મૉપ) લુગડાનો ઝાડુ, સાવરણી.

Top (ટૉપ) ભમરડો; મથાળું, શિખર.

Joy (જૉય) ખુશી, હરખ, આનંદ.

Coy (કૉય) શરમાલ, લાજભરેલું.

Toy (ટૉય) રમકડું.

Go (ગો) જવું, ચાલવું, ખીસવું.

No (નો) નહીં.

So (સો) એમ, એવું; તેથી

To (ટુ) ને ; તરફ, પાસે.

Of (ઑફ) નો, ની, નું, વિશે.

On (ઑન) ઉપર, આગળ.

Or (ઑર) અથવા, નહીતો.

Oh (ઓ) અરે, ઓ, હે.

## Page 22. પાનું ૨૨ મું.

# (દડોરમતો છોકરો.)

ob ઑબ.

B–ob = Bob બૉબ.

Bob (બૉબ) છોકરાનું નામ છે.
Cob (કૉબ) ટોચ, મથાળું, શિખર; કરોળીઓ.

His (હિઝ) તેનું, તે પુરૂષનું
Ball (બૉલ) દડો.

---

| I | can see | Bob. |
|---|---|---|
| (આઈ | કૅન સી | બૉબ.) |
| હું | જોઈ શકું છું | બૉબ. |

I can see Bob.
હું બૉબને જોઈ શકું છું. (મને બૉબ દેખાય છે.)

| This | is | he. |
|---|---|---|
| (ધિસ | ઈઝ | હી.) |
| આ | છે | તે. |

This is he.
એ તેજ છે.

| He | has | a | ball | in | his | hand. |
|---|---|---|---|---|---|---|
| (હી | હૅઝ | આ | બૉલ | ઇન | હિઝ | હૅન્ડ.) |
| તે | પાસેછે | એક | દડો | માં | તેનાં | હાથ. |

**He has a ball............in his hand.**
**તેની પાસે એક દડો છે............તેના હાથમાં.**

**He has a ball in his hand.**
**તેની પાસે હાથમાં એક દડો છે.**

Page 23. પાનું ૨૩ મું.

## (મેટોડું ખોદતો છોકરો.)

ot ઑાટ l-ot= lot લૅાટ.

**Tom** (ટૅામ) છોકરાનું નામ છે.

**You** (યુ) તમે, તું.

**Lot** (લૅાટ) જમીનનો સપાટ કકડો; નસીબ.

**Hot** (હૅાટ) ગરમ; આકળા સ્વભાવનું, ગરમ મીજાજનું.

**Do.** (ડૂ) એશબ્દ સવાલ અથવા પ્રશ્નનાં રૂપમાં વપડાય છે.

**Stop** (સ્ટૅાપ) અટકવું, ઉભારહેવું. થોભવું.

**Cot** (કૅાટ) ઝુપડી, છાપરી; નાની ઢોલકી.

**Dot** (ડૅાટ) મીંડું, શૂન.

---

| | | | |
|---|---|---|---|
| Do | you | see | Tom? |
| (ડૂ | યુ | સી | ટૅામ?) |
| તમે | જુવો | છો | ટૅામ? |

**Do you see Tom?**
**તમે ટૅામને જુઓ છો?**

| | | | | | |
|---|---|---|---|---|---|
| He | can | dig | in | his | lot. |
| (હી | કૅન | ડિગ | ઇન | હિઝ | લૉટ.) |
| તે | ખોદી શકે છે | | માં | તેની | જમીન. |

He can dig in his lot.
તે પોતાની જમીનમાં ખોદી શકે છે.

| | | |
|---|---|---|
| He | is | hot. |
| (હી | ઇઝ | હૉટ.) |
| તે | છે | ગરમ મીજાજનો. |

He is hot.
તે ગરમ મીજાજનો છે.

| | | | |
|---|---|---|---|
| He | can | not | stop. |
| (હી | કૅન | નૉટ | સ્ટૉપ.) |
| તે | શકવું | નહીં | અટકવું. |

He can not stop.
તે અટકી શકવાનો નહીં.

Page 24. પાનું ૨૪ મું.

## (કુતરો ને ગાય)

og ઑગ d–og = dog ડૉગ
ow આઉ c–ow = cow કાઉ.

Like (લાઇક) ચાહવું, પસંદ કરવું, ગમવું.
I like (આઇ લાઇક) મને ગમે છે.
Dog (ડૉગ) કુતરો.
Hog (હૉગ) ડુક્કર, ભૂંડ.
Log (લૉગ) લાકડાંનો કટકો, જાડું ડંગોરૂં.
Cow (કાઉ) ગાય.



| | | | |
|---|---|---|---|
| This | is | a | dog. |
| (ધિસ | ઇઝ | આ | ડૉગ.) |
| આ | છે | એક | કુતરો. |

This is a dog.
આ કુતરો છે.

| | | |
|---|---|---|
| I like | the | dog. |
| (આઇ લાઇક | ધી | ડૉગ.) |
| મને ગમેછે | તે | કુતરો. |

I like the dog.
મને તે કુતરો ગમેછે.

| | |
|---|---|
| A | cow. |
| (આ | કાઉ.) |
| એક | ગાય. |

| | | |
|---|---|---|
| A | fat | cow. |
| (આ | ફૅટ | કાઉ.) |
| એક | માતેલી | ગાય. |

| | | |
|---|---|---|
| I like | the | cow. |
| (આઇ લાઇક | ધી | કાઉ.) |
| મને ગમેછે | તે | ગાય. |

I like the cow.
મને તે ગાય ગમેછે.

| | | | | |
|---|---|---|---|---|
| The | dog | bit | the | cow. |
| (ધી | ડૉગ | બિટ | ધી | કાઉ.) |
| તે | કુતરો | કરડી | તે-પેલી | ગાય. |

The dog bit the cow.
તે કુતરાએ પેલી ગાયને કરડી.

Page 25. પાનુ ૨૫મું

## (દોડતો છોકરો-કુકરનું બચ્ચું અને કુજો.)

| | |
|---|---|
| un અન | b–un = bun બન. |
| ub અબ | t–ub = tub ટબ. |
| ug અગ | d–ug = dug ડગ. |

Thinks (થિંક્સ) વિચારેછે, સમજેછે.

Fun (ફન) રમુજ, ગમત, તમાસો.

Bun (બન) મીઠીપુરી, ભાખરો.

Gun (ગન) બંદુક ; તોપ.

Sun (સન) સૂરજ, સૂર્ય ;

Tub (ટબ) પીપ, પાણી ભરવાનું છાલકું લાકડાંનું પીપ, ટબ.

Cub (કબ) ચોપગાં જાનવરનું નાનું બચ્ચું.

Dug (ડગ) ખોદયું, ખણુયું. (Dig ખોદવું, નો ભૂતકાલ.) પશુનો આંચલ, ધાઇ.

Jug (જગ) કુજો, ઘડો, ધાત્રર, લોટો.

Mug (મગ) પ્યાલું, જામ.

Rug (રગ) બન્નુસ, એપડની ઉનની ઓઢવાની કામળી ; પાંથરવાનો ગાલીચો.

---

| | | |
|---|---|---|
| This | boy | can run. |
| (ધીસ | બૉય | કૅન રન.) |
| આ | છોકરો | દોડી શકતું. |

This boy can run.
આ છોકરો દોડી શકેછે.

| | | | | |
|---|---|---|---|---|
| He | thinks | it | is | fun. |
| (હી | થિંક્સ | ઇટ | ઇઝ | ફન.) |
| તે | સમજેછે | તે | છે | ગમત. |

He thinks..................it is fun.
તે સમજેછે.....................તે ગમત છે.

He thinks it is fun.
તે ગમત છે (એમ) તે સમજે છે.

| | | | |
|---|---|---|---|
| See | the | pig | can run. |
| (સી | ધી | પિગ | કૅન રન.) |
| જુઓ | તે | ડુક્કર | દોડી શકવું. |

See the pig can run.
જુઓ તે ડુક્કર દોડી શકે છે.

Page 26. પાનું ૨૬ મું.

## (સૂરજ—છોકરો ને છોકરી અને ફળ.)

ut અટ    n-ut = nut નટ.

Saw (સૉ) જોયું, દીઠું (See જોવું, નો ભૂતકાલ.) કરવતી, કરવત.

Up (અપ) ઉપર, ઉંચે. (સૂર્યનું) ઊંચે આવવું, ઊગવું થવું તે.

Now(નાઉ) હમણા, હવે, આનું છે ત્યારે.

Nut (નટ) ફળ, સખત કોટલાં વાળું ફળ.

Cut (કટ) કાપવું, ચીરવું, કાતરવું, વેતરવું.

But (બટ) પણ.

Hut (હટ) ઝુંપડું, ઝુંપડી.'

Rut (રટ) ધરેડ, ધરેડનો ચીલો.

---

The sun is up.
(ધી સન ઇઝ અપ).
સૂરજ ઉંચે (આવ્યો) છે.

The sun is up.
સૂરજ ઉગ્યો છે.

The boy saw the sun.
(ધી બૉય સૉ ધી સન.)
તે છોકરો જોયો સૂરજ.

The boy saw the sun.
તે છોકરાએ સૂરજને જોયો.

The girl saw the sun.
(ધી ગર્લ સૉ ધી સન.)
તે છોકરી જોયો સૂરજ.

The girl saw the sun.
તે છોકરીએ સૂરજને જોયો.

It is hot now the sun is up.
(ઇટ ઇઝ હૉટ નાઉ ધી સન ઇઝ અપ.)
તે છે ગરમ આ વખતે સૂરજ છે ઉંચે.

It is hot.................now the sun is up.
તાપ પડે છે.................સૂરજ ઉંચે આવે છે ત્યારે.

It is hot now the sun is up.
સૂરજ ઉંચે આવે છે ત્યારે તાપ પડે છે.

## Page 27. પાનું ૨૭ મું.

# (ટોપી, માણસ, માછલી અને કોહોલું)

Know (નો) જાણવું, સમજવું; ઓળખવું.
I know (આઈ નો) હુ ઓળખું છું.
Get (ગેટ) મેળવવું,—ને મળવું.
Can get. પકડી શકશે.
A (આ) એક, કોઈ.

---

(ચિત્રો ઉપરથી વાકયોમાં તેના અંગ્રેજી બોલો ઉમેરીને નીચલાં વાકયો વાંચવાં).

This is a *hat.*
(ધિસ ઈઝ આ હૅટ.)
આ છે એક ટોપી.

This is a hat.
આ એક ટોપી છે.

Can you see this *hat ?*
(કૅન યુ સી ધિસ હૅટ ?)
તમે જોઈ શકો છો આ ટોપી.

Can you see this hat ?
આ ટોપી તમે જોઈ શકો છો ?

I am a *man.*
(આઈ ઍમ આ મૅન.)
હું છું એક માણસ.

**I am a man.**
**હું એક માણુસ છું.**

**Is he a *man*?**
(ઇઝ હી આ મૅન ?)
(શું) છે તે કોઈ માણુસ ?

**Is he a man?**
શું તે કોઈ માણુસ છે ?

**I know the *man*.**
(આઈ નો ધી મૅન.)
હું ઓળખું છું તે માણુસ.

**I know the man.**
હું તે માણુસને ઓળખું છું.

**The dish has a fish in it.**
(ધી ડિશ હૅઝ આ ફિશ ઇન ઇટ.)
તે રકાબી છે એક માછલી માં તે.

**The dish has a fish in it.**
તે રકાબીમાં એક માછલી છે.

**The *fox* can run.**
(ધી ફૉક્સ કૅન રન.)
તે કોહોલું શકતું દોડવું.

**The fox can run.**
તે કોહોલું દોડી શકે છે.

**The *fox* has a den.**
(ધી ફૉક્સ હૅઝ આ ડેન.)
તે કોહોલું છે એક ગુફા.

The fox has a den.
તે કોહોલાંનો એક ગુફા છે.

| | | | | |
|---|---|---|---|---|
| The | *fox* | saw | the | dog. |
| (ધી | ફૉક્સ | સૉ | ધી | ડૉગ.) |
| તે | કોહોલું | જોયું | તે | કુતરો. |

The fox saw the dog.
તે કોહોલાંએ તે કુતરાને જોયો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| Can | the | fox | get | the | hen? |
| (કૅન | ધી | ફૉક્સ | ગેટ | ધી | હેન ?) |
| શકવું | તે | કોહોલું | પકડવું | તે-પેલું | મરઘી. |

Can the fox get the hen?
શું તે કોહોલું પેલી મરઘીને પકડી શકશે ?

Page 28. પાનું ૨૮ મું.

| | | |
|---|---|---|
| See | the | men. |
| (સી | ધી | મેન.) |

See......the men.
જુઓ......તે માણસો.

See the men.
તે માણસોને જુઓ.

| | | |
|---|---|---|
| The | rat | ran. |
| (ધી | રૅટ | રૅન.) |

The rat......ran.
તે ઉંદર......દોડી ગયો.

The rat ran.
તે ઉંદર દોડી ગયો.

This is a hat.
(ધિસ ઈઝ આ હૅટ.)

This is.........a hat.
આ છે.........એક ટોપી.

This is a hat.
આ ટોપી છે.

The sun is up.
(ધી સન ઈઝ અપ.)

The sun.........is up.
સૂર્ય.........ઉગ્યો છે.

The sun is up.
સૂર્ય ઉગ્યો છે.

The fat hen.
(ધી ફૅટ હેન.)

The fat.........hen.
તે માતેલી.........મરઘી.

The fat hen.
તે માતેલી મરઘી.

It is hot.
(ઈટ ઈઝ હૉટ.)

It.........is hot.
તે=(હવા).........ગરમ છે.

It is hot.
તાપ પડે છે.

I like the red cow.
(આઈ લાઈક ધી રેડ કાઉ).

I like...............the red cow.
મને ગમેછે............પેલી રાતી ગાય.

I like the red cow.
મને પેલી રાતી ગાય ગમેછે.

The boy can ride on the ox.
(ધી બૉય કૅન રાઈડ ઑન ધી ઑક્સ.)

The boy.........can ride.........on the ox.
તે છોકરો.........સવારી કરી શકે છે...પેલા બળદ પર.

The boy can ride on the ox.
તે છોકરો પેલા બળદ પર સવારી કરી શકે છે.

It was a little fish in a dish.
(ઇટ ઉવૉઝ આ લિટલ ફિશ ઇન આ ડિશ.)

It was.........a little fish.........in a dish.
તે હતી.........એક નાની માછલી.........એક રકાબીમાં.

It was a little fish in a dish.
રકાબીમાં તે એક નાની માછલી હતી.

The hen has an egg in a box.
(ધી હેન હૅઝ ઍન એગ ઇન આ બૉક્સ.)

The hen......has......an egg......in a box.
તે મરઘી......પાસે છે....એક ઇંડું......પેટારામાં.

The hen has an egg in a box.
પેટારામાં તે મરઘીની પાસે એક ઇંડું છે.

See, the man has a pen.
(સી, ધી મૅન હૅઝ આ પેન.)

See, the man............has a pen.
જુઓ, તે માણસ............ની પાસે એક કલમ છે.

See, the man has a pen.
જુઓ, તે માણસની પાસે એક કલમ છે.

The rat has a hat in his hand.
(ધી રૅટ હૅઝ આ હૅટ ઇન હિઝ હૅન્ડ.)

The rat.........has ......... a hat......... in his hand.
તે ઉંદર.........પાસેછે.........એક ટોપી ...... તેના હાથમાં.

The rat has a hat in his hand.
તે ઉંદર પાસે તેના હાથમાં એક ટોપી છે.

The boy thinks the dog has a rat.
(ધી બૉય થિંક્સ ધી ડૉગ હૅઝ આ રૅટ.)

The boy thinks.........the dog.........has a rat.
તે છોકરો વિચારે છે–કે.........તે કુતરો......એક ઉંદર (પકડેલો) છે.

The boy thinks the dog has a rat.
તે છોકરો વિચારે છે કે તે કુતરાએ એક ઉંદર પકડેલો છે.

Page 29. પાનું ૨૯ મું.

at. ઍટ.
Bat (બૅટ) દડારમવાનું બૅટ; વનવાગળું.
Cat (કૅટ) બિલાડી.
Fat (ફૅટ) દોંગુ, માતેલું, ફરએ, ચરબીદાર.
Hat (હૅટ) ટોપી, ઉભી ટોપી.
Mat (મૅટ) સાદડી, ચટાઇ.
Pat (પૅટ) પીઠ ઠોકવી, ધીમે હાથે ઠોકવું.

**Sat** (સૅટ) બેઠું.
**Rat** (રૅટ) ઉંદર.
**Bad** (બૅડ) ખરાબ, નઠારૂં, દુષ્ટ.
**Had** (હૅડ) પાસે હતું, હતું.
**Lad** (લૅડ) છોકરો, જુવાનિયો.
**Mad** (મૅડ) ઘેલું, ગાંડું, દીવાનું.
ap—ઍપ.
**Cap** (કૅપ) ટોપી, બેઠી ટોપી.
**Gap** (ગૅપ) બાકું, બગાડું, છીંડું; ખાલી ગાલો—અંતર.
**Lap** (લૅપ) ખોલો; પોશાકનો નીચે લટકતો ભાગ, ઘેર, દામન.
**Map** (મૅપ) નકશો, પૃથ્વીનો નકશો.
ag—ઍગ.
**Bag** (બૅગ) કોથલી, થેલી, કોથલો.
**Lag** (લૅગ) પાછળ—પછવાડે પડી જવું, પછાત રહી જવું.
**Rag** (રૅગ) ચિથરૂં, ચુંથો, ફાટું તુટું લુગડું.
**Wag** (ઉવૅગ) હલાવવું, આમતેમ હલાવવું.
an—ઍન.
**Can** (કૅન) પ્યાલું, કાંસિયો, કટોરો.
**Fan** (ફૅન) પંખો, વીંઝણો.
**Man** (મૅન) માણુસ, માટીડો, પુરૂષ.
**Pan** (પૅન) પેણો, કઢાઇ.
and—ઍન્ડ.
**Band** (બૅન્ડ) પટી, પટો, દોરી; મંડળી, ટોળું.
**Hand** (હૅન્ડ) હાથ; ઘડિયાળનો કાંટો.
**Land** (લૅન્ડ) જમીન, ભોંય, ધરતી.
**Sand** (સૅન્ડ) રેતી.
ed—એડ.
**Bed** (બેડ) બિછાનું, પથારી, તલાઇ.
**Fed** (ફેડ) ખવડાવ્યું, ખવડાવ્યું પીવડાવ્યું; પાલ્યું, પોષણ કીધું.
**Led** (લેડ) લઇ ગયું, દોરયું, હાથ ધરીને—પકડીને લઇ ગયું.
**Red** (રેડ) રાતું, લાલ.
eg—એગ.
**Beg** (બેગ) વિનંતી—આજીજી કરવી; ભીખ માગવી, ભીખ માગીને ગુજરાન ચલાવવું—પેટ ભરવું.
**Leg** (લેગ) પગ, ટાંટિયો, નળો.
**Peg** (પેગ) ખુંટી; ખીલી, મેખ.
**Egg** (એગ) ઇંડું, એંડું.
en—એન.
**Den** (ડેન) ગુફા, કોતર.

Hen (હેન) મરઘી, કુકડી.
Men (મેન) માણુસો, આદમીઓ.
Ten (ટેન) દસ. (૧૦)
et–એટ.
Bet (બેટ) સરત બકવી, સરત મારવી.
Get (ગેટ) મેલવવું;–ને મલવું.
Jet (જેટ) ફુવારો, ફરંજો.
Let (લેટ) દેવું, રજા—પરવાનગી આપવી; ભાડે આપવું.
Met (મેટ) મલ્યું, ભેટયું, મુલાકાત કીધી.
Pet (પેટ) વહાલું, લાડકું.
Set (સેટ) મુકવું, મેલવું, ગોઠવવું; બેસાડવું, જડવું.
Wet (ઉએટ) ભીનું, ભીનાયલું, અંદર પાણી પચેલું હોય તેવું.
id ઇડ.
Bid (બિડ) હુકમ કરવો, કહેવું, ફરમાવવું.
Did (ડિડ) કીધું, કર્યું.
Hid (હિડ) સંતાડયું, છુપાવ્યું, ગુપ્ત રાખ્યું.
Lid (લિડ) ઢાંકણું, ઢાંકણુ; પોપચું.
ig ઇગ.
Big (બિગ) મ્હોટું.
Dig (ડિગ) ખોદવું, ખણવું, મટોડુ ખોદી કાડવું.
Pig (પિગ) ડુક્કર, ડુક્કરનું બચ્ચું, ભૂંડ.
Wig (ઉવિગ) બાલની ટોપી.
in ઇન.
Pin (પિન) ટાંચણી, ટાંકણી, ટાંચણી સાથનું સોભીતું બટન.
Sin (સિન) પાપ, ગુનાહ.
Tin, (ટિન) કલૈ, કલૈઇનું પતરૂં.
Win (ઉવિન) જીતવું, ફતેહ પામવું, જીતીલેવું.

Page 30. પાનું ૩૦ મું.

ip ઇપ.
Dip (ડિપ) બોળવું, પાણીમાં ડુબાડવું—ડુબાડી પાછું કાડવું; ડુબકી, ડુબકી મારવી.
Lip (લિપ) હોઠ.
Sip (સિપ) ચુસવું, જરા જરા મ્હોમાં લઇને પીવું; ચાખી ચાખીને પીવું.

Tip (ટિપ) ટોંચ, અણી, નોક, છેડો.

it ઇટ

Bit (બિટ) કરડયું, બચકું ભરયું; કકડો, ટુકડો; લગામનું ચોકડું.

Hit (હિટ) મારવું, નેમ તાકીને આબાદ મારવું, ફટકો મારવો.

Sit (સિટ) બેસવું, બેસીજવું.

Wit (ઉવિટ) તીક્ષણ બુદ્ધિ, ચતુરાઇ, અક્કલ.

ob ઑબ

Cob (કૉબ) કરોલીઓ; શિખર, મથાલું, ટોંચ; પૈસાદાર લોભી માણસ.

Mob (મૉબ) તોફાન-હુલ્લડ કરનાર લોકોનું ટોળું-ધાડું-ઠઠ.

Sob (સૉબ) ડચકાં ખાઈ ખાઇને રડવું, ડસકું,ડચકું,શોકનો અવાજ.

Rob (રૉબ) ચોરવું, લુટવું, ચોરી કરવી.

od-ઑડ.

Cod (કૉડ) સીંગ; એક જાતની માછલી.

Nod (નૉડ) માથું-ડોકું હલાવવું.

Rod (રૉડ) સોટી, લાકડી, નેતર, ઝાડની પાતલી સોટી.

Sod (સૉડ) જમીનનું—ભોંયનું ઉપલું પડ.

ot-ઑટ.

Cot (કૉટ) ઝુંપડું, ઝુપડી, છાપરી; નાની ઢોલકી-ખાટલી.

Got (ગૉટ) મેલવ્યું,-ને મળ્યું.

Dot (ડૉટ) બિંદુ, શૂન, શૂન્ય; નાનું ટપકું-દાઘ.

Hot (હૉટ) ગરમ, ઉનું, તપેલું; આકળા સ્વભાવનું.

Jot (જૉટ) લેશમાત્ર, તલમાત્ર, બદામભાર, જરાક. નોંધ કરી લેવી, લખી લેવું, ટિપ્પણ કરી લેવું.

Lot (લૉટ) નસીબ, કિસ્મત, ભાગ્ય; જમીનનો અથવા ભોંયનો થોડોક ભાગ-કકડો.

Not (નૉટ) નથી, નહી, ના.

Pot (પૉટ) માટી અથવા ધાતુનું વાસણ.

ox-ઑકસ.

Box (બૉકસ) પેટી, પેટારો, દાબડો, દાબડી.

Fox (ફૉકસ) કોહલું, શિયાલ.

Boy (બૉય) છોકરો, પોર્યો.

Joy (જૉય) ખુશી, હરખ, આનંદ.

op—ઑાપ

Hop (હૅાપ) એક પગે કુદવું, કુદકો મારવો; કુદકો, ભુસ્કો.

Mop (મૅાપ) ખુતારો, ઝાડુ, કુચડો, કચરો સાફ કરવાનું બ્રશ.

Sop (સૅાપ) પાણી જેવી પ્રવાહીમાં-સેરવામાં-રસમાં બોળી મુકેલો-ભિંજવી રાખેલો ખાવાનો નરમ ખોરાક.

Top (ટૅાપ) ભમરડો; મથાળું, ટોંચ, સઉથી ઉપરનો ભાગ.

un અન.

Bun (બન) મીઠી પુરી, ભાખરો.

Fun (ફન) રમુજ, ગમત, તમાસો, ખેલ, ઠઠ્ઠા મશ્કેરી.

Gun (ગન) બંદુક, તોપ.

Run (રન) દોડવું, દોડતાં જવું-આવવું, નાસવું.

ug અગ.

Dug (ડગ) ખોદ્યું, ખણ્યું. પશુનો આંચળ, ધાઇ.

Jug (જગ) કુજો, લોટો, ધડો, ધાધર, સુરઇ.

Mug (મગ) પ્યાલું, જામ.

Tug (ટગ) ઘણા જોરથી ખેંચવું-તાણવું-ધસડવું; તાણીને-ખેંચીને-ધસડીને લઇ જવું-લાવવું.

up અપ.

Cup (કપ) પ્યાલું; વાડકો, જામ, કપ.

Sub (સબ) હાથ નીચેનું, ઉતરતું, પેટાનું. (એ બોલ ઉપસર્ગ છે.)

Cub (કબ) ચોપગાં જાનવરનું ન્હાનું બચ્ચું.

Rub (રબ) ચોળવું. ઘસવું.

ut અટ.

But (બટ) પણ, તોપણ, પરંતુ; સિવાય, વગર, વિના.

Cut (કટ) કાપવું, ચીરવું; વાઢવું; કાતરવું, વેતરવું; ઘા, ચીરો, કાપ.

Hut (હટ) ઝુંપડું, ઝુંપડી, છાપરી.

Nut (નટ) ફળ, સખત કોટલાંવાળું ફળ.

An (ઍન) એક, એકાદ.

Am (ઍમ) છું, છઉં.

As (ઍઝ) જેમ, જેવું, જે પ્રમાણે. (જેવું-તેવું.)

At (ઍટ) તરફ; પાસે, નજદીક, આગલ.

Of (ઑાફ) નો, ની, નું; વિશે.

In (ઇન) માં, અંદર.

If (ઇફ) જો, અગર.

Is (ઇઝ) છે.

It (ઇટ) તે.

Or (ઑાર) અથવા, કે, ઇચ્છા; નહીંતો.
On (ઑાન) ઉપર, પર; આગળ.
Oh (ઓ) અરે, ઓ, હે, રે.
Go (ગો) જવું, ચાલવું, ખીસવું.
No (નો) નહીં, ના.
So (સો) એમ, એપ્રમાણે; એવું, એટલું; તેથી.

---

## Page 31. પાનું ૩૧ મું.

Din (ડિન) ધડાકો, તડાકો, કાન ફાટી જાય એવો મોટો અવાજ.
Nip (નિપ) ચમટો–ચમટી તોડવી; અમળાવીને ચમટો તોડવો; છેડેથી–અણીએથી કાપી નાખવું, છાંટી કાહાડવું.
Tub (ટબ) પીપ, પાણી ભરવાનું છાલકું લાકડાનું પીપ, ટબ.
Nap (નૅપ) ઝોકું, થોડીવારની ઉંઘ, થોડીવાર ઉંઘાઇ ઉઠવું તે.
Tan (ટૅન) ચામડાંપર કાળો રંગ ચડાવવો, ચામડું સોરવું–તૈયાર કરવું.
Nor (નૉર) પણ નહીં, પણ નથી.
Rot (રૉટ) સડી જવું, કોહી જવું.
Fin (ફિન) માછલીની પાંખ.
Tap (ટૅપ) ટકોરો મારવો; થબડાક મારવી; છેદ–નાકું પાડવું, છેદવું.
Pit (પિટ) ખાડો; ફાંદો, ફાંસો, ખાડો; નાટક શાળાની છેલ્લી બેઠક–છેલ્લો વર્ગ.
Nag (નૅગ) ટટ્ટુ, ન્હાનો ઘોડો.
Net (નેટ) જાળ; ફાંસો, ફાંદો; ભેગવગરનું, ચોખ્ખું; નક્કી, ખરચખુટણ બાદ કરતાં જે રહેલું તે.
Gas (ગૅસ) ગ્યાસ, કોલસામાંથી કાઢેલી ગ્યાસ–વાયું; રોશની–દીવા કરવાની ગ્યાસ.